# પાલણપુર સંસ્થાનની સામાન્ય ભૂગોળ.


સંશોધક અને પ્રકાશક,

**ભાઇચંદ પુંજાભાઇ શાહ,**

**હેડમાસ્તર, તાલુકા સ્કુલ—સાદરા.**



પ્રથમાવૃત્તિ. પ્રત. ૫૦૦.





સંવત ૧૯૭૪ સને ૧૯૧૮.

શ્રી " સત્યનારાયણ " પ્રિ. પ્રેસમાં પટેલ મોતીલાલ કાળીદાસ અસારવાએ છાપી. ઠે૦ સીવીલ ઇસ્પીતાલ સામે પાનાભાઇની વાડીમાં——અમદાવાદ.

કીંમત. રૂા. ૦-૨-૬.

# પ્રસ્તાવના.

પાલણપુર એજન્સિમાં પાલણપુર સંસ્થાન ખાસ અગત્યનું પહેલા વર્ગનું રાજ્ય છે. તેથી ત્યાંની શાળાઓ, વિદ્યાર્થીઓ અને પ્રજાવર્ગ માટે સંસ્થાનની કે "ઘરની ભૂગોળ" એ જુદા પુસ્તકની અગત્ય વિચારી નવાં ધોરણોને અનુસારી મેં પાલણપુર એજન્સિની સામાન્ય ભૂગોળ માટે એકત્ર કરેલી ભિન્ન ભિન્ન વિગતો ઉપરથી જરૂરની હકીકત અને રમુજી વર્ણન આપી, શિષ્ય, શિક્ષક સૌને ઉપયોગી થઇ પડે, તે હેતુથી આ લઘુ પુસ્તકની સંકળના કરવામાં આવી છે.

આ પુસ્તક લખવામાં આધારભૂત હકીકતો મેળવી આપવા માટે, હસ્તલિખિત પ્રત વાંચી સુધારી તથા પાલણપુર એજન્સિની ડીરેકટરીનો ઉપયોગ કરવા દેવા માટે ખાન સાહેબ ફરામરોજ સોરાબજી માસ્તર બી. એ.; અન્ય મુરબ્બીઓ, તાલુકા સ્કુલ માસ્તર સાહેબ રા. રા. ત્રીભોવનદાસ અમુલકદાસ સોની તથા અનુભવી શિક્ષકો કે જેમણે મને મદદ આપી છે, તેમનો હું અંતઃકરણ પૂર્વક આભારી છું.

મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે તેથી અપૂર્ણ રહેલી બાબત યા ભૂલો માટે ક્ષમા થશે. તેમજ હવે પછીની આવૃત્તિ માટે રહી ગયેલી ભૂલો યા સુધારો વધારો સુચવી મને કૃતાર્થ કરશો એવી નમ્ર વિનંતિ છે.

અમદાવાદ.
ધુળેટી.
તા. ૨૭-૩-૧૯૨૧.

ભાઇચંદ પુંજાદાસ શાહ,
હેડ માસ્તર તાલુકા સ્કુલ સાઠંબા.
મહીકાંઠા.

# દિશાઓ.

દિશાઓ ચાર છે; પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ.

જે બાજુએ સવારમાં સુરજ ઉગે છે, તે બાજુને **ઉગમણી** અથવા **પૂર્વ** દિશા કહે છે.

જે બાજુએ સાંજે સુરજ આથમે છે, તે બાજુને **આથમણી** અથવા **પશ્ચિમદિશા** કહે છે.

પૂર્વ દિશા ભણી મોં કરી ઉભા રહીએ, તો ડાબા હાથ તરફ જે દિશા તેને **ઉત્તરદિશા** કહે છે અને જમણા હાથ તરફની દિશાને **દક્ષિણ દિશા** કહે છે.

## ખૂણાઓ.

સુચના:—ખૂણા શિખવવા માટે કાળા પાટીઆ કે ભોંયપર મોટો ચોરસ કાઢવો, તે ચોરસની બાજુપર દિશા પ્રમાણે નામ લખવાં પછી તેના સામ સામા ખૂણા સાંધીને છોકરાને વચમાં ઉભો રાખવો, પછી ખૂણાની સમજણ પાડવી. બે બાજુ વચ્ચે જે જે ખૂણા આવે તેનાં નામ બોલતાં અને લખતાં શિખવવાં.




ખૂણા ચાર છે. **વાયવ્ય**, **ઇશાન**, **નૈઋર્ત્ય** અને **અગ્નિ**, ઉત્તર અને પશ્ચિમ દિશા વચ્ચેના ખૂણાને **વાયવ્ય** ખૂણો કહે છે. ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચેના ખૂણાને **ઇશાન** ખૂણો કહે છે. પશ્ચિમ અનેદક્ષિણ દિશા વચ્ચેના ખૂણાને **નૈઋત્ય**, ખૂણો કહે છે. પૂર્વ અને દક્ષિણ દિશા વચ્ચેના ખૂણાને **અગ્નિ** ખૂણો કહે છે.

મુખ્ય ચાર દિશાઓ અને ચાર ખૂણાઓ મળીને આઠ દિશાઓ થાય છે. માથા ઉપરની દિશાતે **આકાશ** અને પગ નીચેની દિશા તે **પાતાળ દિશા** મળી દશ દિશાઓ થાય છે.

**સુચનાઃ**—બની શકે ત્યાં નિશાળના ઓરડામાં જમીન ઉપર હોકાયંત્ર પેઠે ગોઠવીને પાસેની આકૃતિ જેવી આકૃતિ કેટલીક મુદ્દત ટકે એવી કાઢવી, જયારે દિશાઓની હકીકત કહેવી પડે, ત્યારે આ આકૃતિનો ઉપયોગ કરવો જેથી દિશાઓની સારી સમજણ પડશે.



**નકશાની દિશાઓઃ**—નકશો બધા દેખી શકે તેમ સામી ભીંત કે લાકડાની ઘોડી ઉપર ટાંગવો. નકશાની ઉપરની બાજુને **ઉત્તર દિશા**, નીચેની બાજુને **દક્ષિણ દિશા**, જોનારના જમણા હાથ તરફની બાજુને **પૂર્વ દિશા** અને ડાબા હાથ તરફની બાજુને **પશ્ચિમ દિશા** કહે છે.

**સુચનાઃ**—નકશાની અને કુદરતી દિશાઓ એકજ છે, તે બાળકોને સમજાવવા માટે નકશાને ભોંય ઉપર પાથરવો, અને ઓરડાની દિશા પ્રમાણે નકશાની દિશાઓ મેળવવી, પછી નકશો એમને એમ ઉપાડી ભીંત ઉપર લટકાવવો. જેથી કુદરતી દિશાઓ અને નકશાની દિશાઓ વચ્ચેનો ભેદ સમજાશે.

**હિંદુ મહીના.** { કારતગ, માગશર, પોષ, માહા, ફાગણ, ચૈત્ર, વૈશાખ, જેઠ, અસાડ, શ્રાવણ, ભાદરવો, આસો.

**અંગ્રેજી મહીના.** { જાનેવારી ૩૧, ફેબ્રુઆરી ૨૮, માર્ચ ૩૧, એપ્રિલ ૩૦ મે. ૩૧, જુન ૩૦, જુલાઇ ૩૧, ઑગષ્ટ ૩૧, સપ્ટેંબર ૩૦, અકટોંબર ૩૧, નવેંબર ૩૦, ડીસેંબર ૩૧.

# પાલણપુર સંસ્થાનની સામાન્ય

# ભૂગોળ.

---

આ સંસ્થાન "પાલણપુર સંસ્થાન" એ નામથી મશહુર છે. રાજ્યકર્તા અસલ બિહાર–બહાર (બંગાળા) ના સુબા હોવાનો દાવો ધરાવે છે. તેઓ અસલ લોહાણી અફ્ઘાન ઓલાદના છે અને **નવાબ** કહેવાય છે.

**સ્થાન અને ક્ષેત્રફળઃ**—મુંબાઇ ઇલાકામાં પાલણપુર એજન્સિમાં આ સંસ્થાન વિસ્તાર અને વસ્તીમાં મોટું છે અને તે ધાણધાર, ડીસા અને ધાનેરા સુદ્ધાંત આબુ પર્વતથી, ગાયકવાડ સરકારના પાટણ પરગણા સુધી, ઉત્તર દક્ષિણ ૫૪ મૈલ અને વિરમપુરથી થરાદ સુધી પૂર્વ પશ્ચિમ ૬૦ મૈલ વિસ્તારમાં છે. એનું ક્ષેત્રફળ ૧૭૬૫.૯૧ ચો. મૈલ એટલે એજન્સિના ૩.૬૨ ભાગ જેવડું છે અને વસ્તી ૨,૨૬,૨૫૦ માણસની છે. એટલે એજન્સિની વસ્તીના લગભગ સવા બે ભાગ જેટલી છે. એમાં પાલણપુર માત્ર એકજ શહેર અને વસ્તીવાળાં ૫૧૪ ગામ છે.

**સીમાઃ**—આ સંસ્થાનની ઉત્તરે મારવાડ, અને શિરોહી; પૂર્વે શિરોહી અને મહીકાંઠા એજન્સિનું દાંતા સંસ્થાન; દક્ષિણે ગાયકવાડ તાબાના પાટણ અને ખેરાલુ તાલુકા; અને પશ્ચિમે થરાદ, દીઓદર, અને કાંકેજ છે.

**સંસ્થાનના વિભાગઃ**—પેટા ભાગીદારો* સાથે આ સંસ્થાન ગણાય છે. આ સંસ્થાનમાં ૨૫૫ ખાલસા ગામો છે. આ સંસ્થાન ચાર ભાગમાં વહેંચાએલું છે તેને **મહાલ** કહે છે.

રાજ્ય વહીવટ માટે **મહાલ** અને પેટા વિભાગ ઠરાવ્યા છે તેને **તાલુકા** કે+**પરગણાં** કહે છે. અને તે **પાલણપુર, વડગામ, ગઢ, ડીસા, ધાનેરા, પાંથાવાડા** અને ગઢવાડા એ સાત છે.

૧. **ધાણધાર મહાલઃ**—એમાં **પાલણપુર**; ૧ (રોહો (ડામેલા) ૨ **જેથી** પેટા મહાલો સાથે કે જેમાં હાથીદરા અને સામઢી આવી જાય છે.) **વડગામ** અને ગઢ છે.

૨. **ડીસામહાલઃ**—એમાં **ડીસા** તાલુકો છે.

૩. **ધાનેરામહાલઃ**—(જેમાં **ખીમત** સમાએલું છે;) એમાં **ધાનેરા** તાલુકો છે.

૪. **પાંથાવાડામહાલ** (એમાં **દાંતીવાડા** છે):—એમાં **પાંથાવાડા** છે.

---

* પેટા જાગીદારોમાં ૮ ગામ ભાયાતોનાં; ૧૩ ગામો છુવાઇમાં આપેલાં; ૩૨ ગામ પટાવતોનાં; ૧૨૯ ગામ જાગીરદારો સાથે ભાગવાળાં; ૧૭ ગામો જાગીરી; ૪૧ ગામો જમૈયા અને ૧૩ ગામો ધર્માદાનાં છે.

\+ ઉપરનાં નામ નહિ વાપરતાં જુના વખતમાં બોલાતાં નામ વાપરે છે. **મેતા, ધનાલી, પાલણપુર** અને **ગઢ** એ તાલુકા જે ભાગમાં આવેલા છે **તેને ધાણધાર, સામઢી, ભાખર, ભડથ** અને **ધાડા**, વગેરે કોળી ઠાકરડાનાં ગામ ગઢ અને **ડીસા** વગેરે તાલુકામાં વહેંચી નાંખ્યા છે છતાં લોકો **તેને કોળીઆરો**; ડીસા તાલુકાનો કેટલોક ભાગ **ડીસાવળ, ધાનેરા**; તાલુકાને **ધાનેરા ટપ્પો** કે **ત્રીસચોવીસ; પાંથાવાડા** તાલુકાને **મઢાડીસાઢ** અને **માલણુ**, અને તેની આસપાસના ભાગને **માલણી સાઢ** કહે છે.

આ સંસ્થાનમાં પાલણપુર, ગઢ, મેતા, ચીત્રોડા, ડીસા,ધાનેરા અને પાંથાવાડા એ સાત થાણાં છે.

**દેશનું સ્વરૂપઃ**—આ સંસ્થાનનો ઉત્તર અને પૂર્વ તરફનો કેટલોક પ્રદેશ આરાવલી, વગેરે પહાડો, ડુંગરા, ખાડા ટેકરા, જંગલો. ઠામ ઠામ લીલાં વૃક્ષનાં ઝુંડ, ઝાડી અને રમણીય લીલી કુંજાર લીલોતરીથી ભરપુર ફળદ્રૂપ, કુદરતી લીલાના દેખાવોથી ભરપુર છે તેથી તે વિશાળ બાગ જેવો સુંદર અને છેટેથી બહુ રળીઆમણો લાગે છે. ત્યાં જાત જાતના પાક નીપજે છે. પાલણપુરથી ઉત્તરે ૧૨ મૈલ સુધી પહાડોની હારો શરૂ થાય છે તે પાલણપુરથી શિરોહીને છુટું પાડે છે; ધાણધાર પરગણાની જમીન ઘણી ટેકરા ટેકરી વાળી છે. સિવાયનો ઘણોખરો પ્રદેશ ખુલ્લો અને સપાટ છે.

પશ્ચિમે થરાદ અને કાંક્રેજ તરફનો ભાગ ઝાડીવાળો છે અને તેમાં જંગલો આવેલાં છે.

પાલણપુર કસબાની નજીકમાં રેતીની ટેકરીઓ આવેલી છે.

આ સંસ્થાનની ઘણીખરી જમીન **રેતાળ** અને **રસાળ** હોવાથી ફળાઉ ઝાડે, ફુલ છોડ અને રોપા પુષ્કળ થાય છે તેથી બગીચાથી ભરપુર છે.

**ડુંગરોઃ**—આ સંસ્થાનમાં ઘણા ઉંચા ડુંગરો આરાવલીની હારમાંના છે. તેમાં મુખ્ય **જાસોરનો પહાડ** (૩૫૦૦ ફુટ ઉંચો)–એ લાંબો ડુક્કરના જેવા બરડાવાળો છે; એની પાસે વીરમપુરનો ડુંગર છે. **ચીકલોદર માતાનો ડુંગર** (૨૫૦૦ ફુટ ઉંચો), **રાણી ટુંક કે કવીન્સ પીક** (એ સુરજકરીના ભાંખરાની પશ્ચિમ છેડે ગોપુચ્છાકાર ડુંગર છે.) અને **ચોટીલા** એ મુખ્ય ડુંગરો છે. તેમાં **જાસોર** અને **ચોટીલા** કુદરતી દેખાવો માટે પ્રસિદ્ધ છે.

**હાથીદરા** નામના ડુંગરોની હાર જેમાં મુખ્ય શિખરો—**શંખદેવી, દીવાનીઆ,** ગંગુ, **સુરબકરી,** ગુરૂકા **પહાડ** અને **લોલન** વગેરે છે.

**તળાવો:**—આ સંસ્થાનમાં કુદરતી સરોવર કે તળાવો નથી પણ બંધાવેલાં નાનાં મોટાં ઘણાં તળાવો છે.

**હરમતીઆ,** ગોબરી, **માનસરોવર*** ( એ ત્રણ પાલણપુરમાં ) અને **જગાણા** ( જગાણામાં ) એ તળાવો મુખ્ય છે અને તે છપનીઆ દુકાળમાં ઊંડાં ખોદાવ્યાં છે. માનસરોવરને પણ ત્યારેજ લડબી નદી સાથે નેહરદ્વારા જોડી દીધું છે તેથી તેમાં પાણી બારે માસ રહે છે.

આ સંસ્થાનના ઉત્તર અને પૂર્વનો મુલક ડુંગરાળ અને પહાડી હોવાથી નાની નદીઓ, વહેળા, નાળાં અને ઝરણો નીકળે છે.

**મુખ્ય નદીઓ:**—બનાસ, **સરસ્વતી** અને **ઉમરદસી** એ ત્રણ છે.

( ૧ ) **બનાસ:**—ઉદેપુરના ડુંગરોમાં ઢેબર સરોવરમાંથી નીકળી પશ્ચિમ તરફ વહે છે. ડીસા **કસ્બો** રાજપુર, **ડીસા કેમ્પ, વડાવલ, કુંપટ,** પાલગઢ, છત્રાલા, **વાસણા** આગળ થઇ વારાહી તાબાના **ગોખાંતર** નજીક, અને રાધનપુર તાબાના **અગીચાણા** નજીક, એ રીતે એ મુખે **કચ્છના રણમાં** પડે છે.

---

* સતરમા સૈકામાં દીવાન મુઝાહીતખાને પોતાની પ્રિય બેગમ જાડેજીબાઈ માનબાઇની યાદગીરીમાં **માનસરોવર** અને **નગીનાવાડી** બગીચા કરાવ્યાં નગીનાવાડી **હાલ ઉજડ હાલતમા** છે.

બનાસ આ સ્ટેટની હદમાં સરોત્રીથી ઇશાનકોણમાંથી આવી. આશરે ૧૨ મૈલ સુધી જંગલમાં ચાલી ૮ મૈલ આગળ સુધી તેના કાંઠા ખડકના છે. તેના એણા–વહેણમાં પણ ખડક છે. આબુ તરફ તે ૨૦૦ વાર, ડીસાથી ૭ મૈલ આગળ જતાં એક મૈલ, ડીસા આગળ ૭૦૦ વાર અને રાધનપુર આગળ ૪૦૦ વાર પહોળી છે, બનાસમાં રેલ આવે છે ત્યારે ઘણું પાણી આવે છે. રેલ ન હોય ત્યારે સઘળે ઠેકાણે ઉતરી શકાય છે. તેમાં ભરતી આવતી નથી કેમકે તે દરીઆને મળતી નથી પણ કચ્છના રણમાં સમાય છે. એનું પાણી છીછરૂં હોવાથી તેમાં હોડીઓ ફરી શકતી નથી. માત્ર બંધ બાંધી તેના પાણીનો પીત કરવામાં ઉપયોગ થાય છે. એનું પાણી મીઠું છે પરંતુ આગળ ખારી જમીનમાં રાધનપુર સંસ્થાન અને સાંતલપુર પરગણામાં વહેતાં તે ખારૂં છે.

બનાસને પાલણપુર સંસ્થાનમાં બીજી નાની નાની નદીઓ મળે છે. તેને મળનારી મુખ્ય શાખાઓમાં સીપું ચીપું અને બાલારામ એ બે મુખ્ય છે. સિવાય ડુંગરાનાં ઝરણાં નદીરૂપે થોડે સુધી વહી કોઈ જમીનમાં સમાઈ જાય છે અને કોઇ બનાસને મળી જાય છે.

સીપું કે ચીપું:—શિરોહી તાબાના નીમજ ડુંગરની પૂર્વમાંથી નીકળી તે ભડથ અને નાના રાણપુર નજીક બનાસ મળે છે.

બાળારામ:—આ સંસ્થાનની ઇશાન સરહદ તરફથી નીકળી બાળારામ મહાદેવ પાસે થઈ કારજા આગળ બનાસને મળે છે.

ગોમતી અને કાલેરી એ બે નાની નદીઓ પણ સરોતરી નજીકમાં બનાસને મળે છે.

(૨) સરસ્વતી—કુંવારકા:—આ પવિત્ર નદી દાંતા સંસ્થા-

**નની** ઉત્તરે આરાસુરના **મેણાગર** ડુંગરમાંથી નીકળી **કોટેશ્વર** મહાદેવ પાસે થઇ, દાંતા રાજ્યને સરહદ કરી **સિદ્ધપુર,** અને **પાટણ** આગળ વહી, પાટણથી નીચે થોડા મૈલ છેટે તે જમીનની અંદર કેટલાક મૈલ સુધી વહે છે. અને પાછી તે નજરે પડે છે. તે રાધનપુર સંસ્થાનના **જોરાવરપુરા** અને **કુધા–કુરધા** આગળ થઇ બનાસને સમાંતર ચાલી **અનવરપુરની** દક્ષિણે થોડા મૈલ છેટે **કચ્છના** રણમાં સમાઇ જાય છે. એનાપર **ચિત્રોડા, ઘોડીઆળ** અને **બાદરપુર** વગેરે ગામો આવેલાં છે.

દાંતા સંસ્થાનમાં તેને બહુ નાની નાની કેટલીક નદીઓ મળે છે. આ નદી દરીઆને મળતી નથી તેથી તેમજ સરસ્વતી કુંવારકા હોવાથી તે કુંવારકા ગણાય છે. એને હિંદુ લોકો પવિત્ર માને છે. તેથી તેમાં નહાવા માટે ઘણા યાત્રાળુઓ તેના મૂળ **કોટેશ્વર** અને **સિદ્ધક્ષેત્ર કે શ્રીસ્થળ—સિદ્ધપુર** યાત્રાર્થે જાય છે. દર કાર્તિકી પૂનેમે અને ગ્રહણ વગેરે પર્વણિને દિવસે ઘણા લોકો **સિદ્ધપુરમાં** સ્નાન માટે એકઠા થાય છે.

(૩) **ઉમરદસી––અમરદસી:**––એ નાની નદી આ સંસ્થાનના ઇશાન તરફના ડુંગરોમાંથી નીકળી પશ્ચિમ તરફ વહી **સરસ્વતીને** મળે છે. એનાપર **ઉમરડસી, મેતા, રતનપર** અને **સીદ્ધાસણ** ગામો આવેલાં છે.

**લડબી** એ આ સંસ્થાનમાં નાની નદી છે. એનાપર **પાલણપુર, વેડંચા, ગઢ** અને **કુંભારણ** એ ગામો છે.

કેટલીક નદીઓનો એક બીજા સાથે જ્યાં સંગમ થાય છે તે સ્થળ પવિત્ર ગણાય છે.

**આબોહવા ((આબ–પાણી + હવા–હવા = હવા પાણી)** હરેક સ્થળ દરીઆની સપાટીથી કેટલી ઊંચાઇએ, દરીઆથી કેટલુ દુર અને ડુંગરાળ કે સપાટ પ્રદેશમાં આવેલુ છે, વગેરે ઉપર આબોહવાનો આધાર છે.

આ સંસ્થાનની હવા શરદઋતુમાં ભેજવાળી હોવાથી ખરાબ હોય છે. બીજી ઋતુમાં તે સુધરે છે અને તે સારી થાય છે ડુંગરવાળા કેટલાક પ્રદેશનાં હવા પાણી અનુકુળ નથી. પણ ત્યાંના વતનીઓને તેની અસર લાગતી નથી. કેમકે તેમની જન્મભૂમિને લીધે માફક આવે છે. ખાસ કરીને ઉત્તર અને પૂર્વનો ભાગ પહાડી હોવાથી, તે તરફની હવા તંદુરસ્તીવાળી નથી. બાકીના મુલકની સારી અને તંદુરસ્તીવાળી છે. સપ્ટેંબર અને અકટોંબર સિવાય હવા સારી રહે છે.

જયાં હવા પાણી ઘણાં નબળાં હોય છે ત્યાંના લોકોના ચહેરા ફીક્કા, ડેકરાએલા અને માંદા જેવા રહે છે. કેમકે ડુંગરો અને જંગલોને લીધે ત્યાંની હવા શરદ અને ભેજવાળી રહે છે. ઘીચ ઝાડો, પાંદડાં, લીલ, સેવાળ વગેરે કહોવાણવાળાં સાધનો અને પત્થરોમાથી નિરંતર વહેતાં ઝરણો વહ્યાં કરે છે તેથી તે પાણી ભારે–કઠણ છે. જો કે તે પાણી કાચ જેવું સ્વચ્છ દેખાતું હોય છે, તોપણ તેને વાસણમાં લાવી ઠારવાથી શિઆળાની ઋતુમાં પાણી ઉપર ચીકણો જાડો થર કે પડ બાઝે છે. આવું પાણી પીવાથી શરીરમાં વિકાર થાય છે. આવાં સ્થળોમાં જંગલોને લીધે મેલેરીઆ ઉત્પન્ન થાય છે.

ડુંગરવાળો અને લીલોતરીવાળો પ્રદેશ હોવાથી સાધારણ રીતે

ત્યાં વરસાદ ખુલ્લા ભાગ કરતાં વિશેષ પડે છે અહીં ઉનાળાની ઋતુમાં ગરમી થોડી લાગે છે. કોઇ કોઈ વખત સખત ગરમી પડે છે. શિઆળાની ઋતુમાં સપાટ પ્રદેશમાં ઠંડી વિશેષ જણાય છે.

પાલણપુર સંસ્થાનમાં શિઆળામાં પારો ૮૨ થી ૪૫ અંશ સુધી અને ઉનાળામાં ૧૧૨ થી ૬૦ અંશ સુધી રહે છે. ઉનાળાની ઋતુમાં એપ્રિલ, મે અને જુનમાં તાપ સખત પડે છે. ચોમાસામાં ૯૮ થી ૭૨ અંશ સુધી પારો રહે છે. આ ઋતુમાં વરસાદ દર સાલ સરાસરી ૨૦ ઇંચ ૨૫ દોકડા સુધી વરસે છે. વરસાદની મોસમ જુનની અધવચમાં શરૂ થાય છે. વરસાદનો પવન ઇલાકાના નઋર્ત્ય કોણમાંથી શરૂ થાય છે. તેજ પવનથી આ મુલકમાં પણ ચોમાસુ શરૂ થાય છે.

પેદાશ:—આ સંસ્થાનની ડુંગર તરફની જમીનનું બંધારણ કેટલુંક પત્થરવાળું છે. તળેટીના ખીણવાળા નીચાણ પ્રદેશની જમીન કાળી કાંકરીવાળી અને ફળદ્રૂપ તત્ત્વોથી ભરપુર છે. તેથી તે રસાળ અને ફળદ્રૂપ છે. માટે તેમાં શિઆળુ, ઉનાળુ, ચોમાસુ અને રવી પાક થાય છે. બાકીની ઘણી જમીન રેતાળ છે. આ સંસ્થાનમાં મુખ્ય ધંધો ખેતી છે, જે જમીન ફળદ્રૂપ છે તે સારી રીતે ખેડાણ થાય છે. કેટલીક ખેડાણ થયા વગરની પડતર પણ છે. જમીનનું મહેસુલ વિઘોટી, કળતર અને હળીઓથી + વસુલ લેવાય છે.

ધાણધારમાં ડીસા, ધાનેરા અને પાંથાવાડાના અમુક ભાગોની જમીન ફળદ્રૂપ છે. ડીસા, ધાનેરા, પાંથાવાડા, ડાભેલા, હાથીદરા, વીરમપુર અને જેથીના બીજા ભાગોમાં જમીન ફળદ્રૂપ નથી તેથી તેમાં ફક્ત ચોમાસુ પાક કઠોળ, જુવાર, તલ, સરસવ, એરંડા થાય

છે. અને શિઆળુ પાકમાં જુવાર, ચણા અને ડાંગર થાય છે. અહીંની કમોદ ડાંગર ઘણી ઉત્તમ થાય છે અને તેવી ગુજરાતમાં કયાંય પણ થતી નથી. જે જમીન **રેતાળ** છે તેને **થળીઆ** કહે છે. તે તલ વગેરેને લાયક છે. હલકી રેતી સાથે મળેલી **ગોરાડુ** જમીન જુદી જુદી જાતના કઠોળને લાયક છે.

ખેતીની મુખ્ય પેદાશ તરીકે દરેક જાતનું બાજરી, જુવાર, વાજીઆ ઘઉં, જવ, મકાઇ, ચીણો વગેરે ધાન્ય; મગ, મઠ, અડદ, ચણા વગેરે કઠોળ; તલ, સરસવ, એરંડા વગેરે તેલી બીઆં; **કપાસ;** કેટલેક સ્થળે શેરડી અને ગોળ પણ થાય છે.

**બગીચા અને વાડી**ની પેદાશમાં શેરડી, ગોળ, કેરી, બીજોરાં, લીંબુ, કેળાં વગેરે ફળ; રતાળુ વગેરે જુદી જુદી જાતનાં **શાક** ભાજી; જાત જાતનાં સુગંધી ફૂલો અને તેનું અત્તર બને છે અને તે બહાર ગામ જાય છે.

**કેફીપદાર્થોમાં ખસખસ**નું વાવેતર થતું હતું અને **અફીણ** બનાવવામાં આવતું હતું તે સરકારે સને ૧૮૯૨ થી બંધ કર્યું છે અને તેના વળતર બદલ દરવરસે ૩૧,૫૦૦ અંગ્રેજ સરકાર આપે છે. અને તે સંબંધમાં રૂા. ૧૨,૫૦૦ ના ખર્ચે. રાજ્ય બંદોબસ્ત રાખે છે. વળી **ગાંજા,** ભાંગનું વાવેતર પણ સને ૧૯૦૪થી બંધ કર્યું છે.

**ખનિજઃ**—આ સંસ્થાનના ડુંગરોમાંથી કિંમતી ધાતુ અને કિંમતી ખનિજ પદાર્થ મળવાનો સંભવ છે તેથી તેની શોધ થવાની જરૂર છે.

---

+ હળીઓ—દર સાંતીડે ઉચક રકમ લેવાય છે તેને કહે છે. સાંતી ઉપર દર મુકરર કરવામાં બળદની સંખ્યા અને કુટુંબમાં કેટલાં માણસો છે તેનો ખ્યાલ રાખવામાં આવે છે.

આ સંસ્થાનમાં ભૂસ્તર સંબંધી તપાસ થઈ નથી પણ ઇજારા માગનારાઓથી મળેલી હકીકત ઉપરથી જણાય છે કે અહીંના ડુંગરોમાં **કલાઇ, ત્રાંબુ**, અને **મેંગેનીઝ** ધાતુ, તેમજ **જાસોર**, પહાડમાં ગંધક હોવાનો સંભવ છે.

**પત્થરઃ**—ઘણે ઠેકાણેથી ઇમારતી કામના પત્થર મળે છે. **જાસોર** પહાડમાં સારી જાતનો **એડઢીઓ** પત્થર તથા **મેંગેનીઝ** ધાતુ નીકળે છે. પણ તે રસ્તાઓથી ઘણે છેટે હોવાથી તે ખોદી કઢાતાં નથી. **રંગબેરંગી** પત્થરોનો ઉપયોગ ડુંગરો નજીકના ભાગમાં થાય છે.

**આરસ પત્થરઃ**—પાન્સવાલ, ડાભેલા, રામપુરા અને જુનોવાવડીમાંથી **સંગેમરમરનો ખડબચડો** આરસ નીકળે છે.

**અબરખઃ**—આ સંસ્થાનના કેટલાક ભાગમાં હલકી જાતના અબરખની ખાણો છે એટલે તેમાં ફાયદા જેવું નથી.

**ઘસીયું મીઠું**:—આ સંસ્થાનમાં કેટલેક સ્થળે ખારવાળી જમીનમાં થોડું મીઠું પાકે તેમ છે. સરકારે તે બંધ કરેલું છે તેથી તેના વળતર બદલ આ સંસ્થાનને દરવરસે રૂા. ૫૦૦ મળે છે.

**જંગલની પેદાશઃ**—આ સંસ્થાનનો ઇશાન અને પૂર્વનો પ્રદેશ ડુંગરોથી છવાએલો છે તેમાં મોટાં જંગલો આવેલાં છે. આ જંગલોનો વિસ્તાર લગભગ ૩૦૦ ચો. મૈલ છે તેની પેદાશ આશરે રૂ. ૧૮,૦૦૦ અને ખર્ચ રૂ. ૪,૫૦૦ થાય છે. જંગલોમાં આંબા, મહુડા, રાયણ વગેરે ફળાઉ ઝાડો થાય છે. તેમાં **મહુડા** વિશેષ ઉપયોગી છે. તેનાં **ફુલ—મહુડાંનો દારૂ**, અને તેનાં ફળ **ડોળી** તેને પીલીને **ડોળીયું તેલ** બનાવે છે. આ તેલ સાબુ બનાવવા તથા ખાવાના કામમાં આવે છે.

**ખેર**—એના લાકડામાંથી રંગવાનો તથા ખાવાનો **કાથો** બનાવે છે. ખેરમાંથી ધોળો ભૂકો નીકળે છે તેને **ખેરસાલ** કહે છે તે **ઉધરસ**ની દવામાં વપરાય છે.

ડુંગરી પ્રદેશમાં સાગ, સીસમ, ધામણ, ખેર, મહુડા, વાંસ વગેરે ઇમારતી ઝાડ થાય છે. તેનું લાકડું આ સંસ્થાન તેમજ આસપાસનાં ગામોમાં પૂરું પડે છે. માટે વિશેષ પ્રમાણમાં બહારગામ જતું નથી.

**સાગ અને વાંસ:**—ડુંગરોમાં ઘણા થાય છે. સાગના મોભ, વળા, વળી, થાય છે. વાંસ કાટમાલના કામમાં વપરાય છે. વાંસમાંથી **વાંસકપુર-વાંસડાનો ગુંદર** નીકળે છે. તે દવાના કામમાં આવે છે. વાંસની છાલની ચીપો ઉતારી તેના ટોપલા, ટોપલી, છાબડી, કંડીઆ, સાદડીઓ વગેરે ભંગી લોકો વણે છે, અને વેચે છે.

**ટીંબરૂ, ઝીંઝી** વગેરે ઝાડોનાં પાંદડાં કે જેમાં તમાકુ ભરી તેની બીડી બનાવવાના ખપમાં આવે છે.

**ખાખરા**નાં ઝાડ થાય છે તેનાં પાંદડાંની **પત્રાવળી** થાય છે અને તેની શીંગોમાંથી **પિત્તપાપડા** નીકળે છે તે દવાના કામમાં આવે છે. તેનાં મૂળીઆંનાં **દોરડાં** વણાય છે તે ચોમાસામાં ટકાઉ છે કેમકે તે પલળવાથી મજબુત રહે છે, ખાખરાનાં ફૂલ—**કેસુડાં** થાય છે તે રંગ બનાવવાના કામમાં તેમજ હરડાં, બેહાંના ઝાડ પણ પુષ્કળ થાય છે, તેનાં ફળ રંગવાના કામમાં આવે છે. તેથી તે બહારગામ જાય છે. આ સિવાય કસુંબી, સોરંગી, ગળી, ધાવડી અને શારીનાં ફૂલ થાય છે તે પણ રંગવાના કામમાં આવે છે.

**ગુંદરો:**—આવળ, ખાખરો, ખેર, ધવ વગેરે ઝાડના

**ગુંદરો** અને **પીંપળાની લાખ** વગેરે એકઠાં કરી વેચે છે અને તેનો બહાર ગામ નિકાસ થાય છે.

**આમળી**નાં ઝાડ થાય છે તેનાં ફળ **આંબળાંનો મુરબ્બો અથાણું** અને **આંબળાંનું** તેલ બને છે તેમજ તે વાળ ધોવા કે સાફ કરવાના તથા દવાના કામમાં વપરાય છે. વળી **અરીઠી**નાં ઝાડ પણ પુષ્કળ થાય છે તેનાં ફળ અરીઠા પણ ઘણા ઉપયોગમાં આવે છે.

કેટલેક સ્થળે **સુખડ-ચંદન**નાં વૃક્ષ પણ જોવામાં આવે છે.

હરડાં બેઢાં અને આંબળાં (ત્રિફળાં), ધોળીમુશળી, કાળી-મુશળી, બોડાંગોખરૂ, અરીઠા, ગરમાળાની શીંગો અને તેનો ગુંદર-ગોળ, કડાની શીંગો અને તેનાં ફળ ઈંદ્રજવ, મેઢીઆવળ, જુદા જુદા ગુંદરો વગેરે કરિઆણાની ઘણી ચીજો નિપજે છે અને તે બહારગામ નિકાસ થાય છે.

ડુંગરો અને ખીણવાળા ભાગોમાં ઝાડોની ઘટામાં ભમરા અને માખીઓ પુષ્કળ મધપુડા બનાવે છે. તેમાંથી જથાબંધ **મધ અને મીણ** એકઠું કરવામાં આવે છે. અને તે પાલણપુરમાંથી બહાર ગામ જાય છે.

**આયાત નિકાસ**—આ સંસ્થાનમાં ઘઉં વગેરે ધાન્ય; તલ, સરસવ એરંડા એ તેલીબીઆં; ઘી, શેરડી વગેરે; તેમજ જંગલની પેદા-શમાં મધ, મીણ, લાખ, કરિઆણાની વસ્તુઓ; રંગ ઉત્પન્ન કરનારા પદાર્થોમાં હરડાં, બેઢાં, સોરંગી, કસુંબી અને ગળી વગેરે બહાર ગામ નિકાસ થાય છે.

ખાંડ, ગોળ, તમાકુ, કાપડ (રેશમી, સુતરાઉ અને ઊનનું વિલાયતી કે દેશી), હાથીદાંત, લોખંડ અને લાખંડનો સામાન,

કાચ અને કાચનો સામાન, કાગળ, દીવાસળી, ત્રાંબું, સોનું, રૂપું વગેરે ધાતુઓ; કરિઆણું વગેરે માલ બહારગામથી આયાત થાય છે.

**જાનવરો:**--ગ્રામ્ય પશુઓમાં ગાય, બળદ. ભેંસ, પાડા, ઘોડા, ઊંટ, ગધેડાં, મેઢાં, બકરાં, કૂતરા, બિલાડી વગેરે છે.

જંગલી જાનવરો ડુંગરોની પ્રતિકુળ હવાને લીધે ઘણાં મોટાં જાડાં, ઊંચાં અને ખાસ વખાણવા લાયક થતાં નથી. ઝાડી જંગલો અને ડુંગરોમાં જંગલી જાનવરો જેવાં કે–વાઘ, ચિત્તા, દીપડા, જરખ, વરૂ, રીંછ, વગેરે તેમજ હરણની જાતનાં જાનવરોમાં જંગલી સુવર–ડુક્કર, સાભર, ચીતલ, છીંકારાં, કાળિયાર, અને જુદી જુદી જાતનાં સસલાં નજરે પડે છે.

**વસ્તી:**—ડુંગરી પ્રદેશમાં અનાર્ય જાતિ–ડુંગરી ભીલ, ડુંગરી ગરાસીઆ વસે છે. જેમ જેમ ગુજરાતમાં સુધરેલી વસ્તી આગળ વધતી ગઇ, તેમ તેમ ઝાડી અને જંગલો કપાતાં ગયાં અને ત્યાં વસતી અનાર્ય જાતો ડુંગરો અને જંગલોમાં ભરાતી ગઈ. ત્યાં આજે પણ તેઓ સ્વતંત્ર અને અર્ધ જંગલી સ્થિતિમાં સુખેથી રહે છે. સંસ્થાનની માત્ર અર્ધ ઉપરાંત જમીન ખેડવા લાયક છે. બાકીનો પ્રદેશ જંગલો અને ડુંગરવાળો, ખેડાણ લાયક નહિ હોવાથી, તે ભાગમાં વસ્તી જુજ છે. જે ભાગમાં હવા પાણી તંદુરસ્તીવાળાં નથી ત્યાં પણ વસ્તી જુજ છે, છપનીઆ દુકાળમાં ઘણાં માણસો ભુખમરાથી મરી ગયાં તેમજ બીજાં વરસો પણ સારાં પાકવાળાં નહિ નીવડવાથી જોઇએ તેટલો વધારો વસ્તીમાં થયો નથી.

આ સંસ્થાનની વસ્તી સને ૧૯૧૧ ની વસ્તી ગણત્રી પ્રમાણે ૨,૨૬,૨૫૦ માણસની છે. ૧૯૦૧ ની સાલમાં ૨,૨૨,૬૨૭ માણુ-

સની હતી. છપનીઓ દુકાળ પડવાથી ૧૮૯૧ ની સાલમાં જે વસ્તી હતી તે કરતાં પણ ઘટાડો થયો હતો. ત્યાર પછીનાં વર્ષો પણ વસ્તી આબાદ થાય નહિ તેવાં સાધારણ નીવડવાથી છેલ્લા દસોટામાં માત્ર દોઢ ટકોજ વધારો થયો છે. હાલની વસ્તીમાં મુખ્યત્વે, કોળી અને ડુંગરી ભીલ, તેથી ઉતરતી કણબી, રજપૂત તથા બીજા ખેડુત, નીચવર્ણ–ઢેડ, ભંગી, ચમાર; બ્રાહ્મણ, વાણીયા, ક્ષત્રી, મુસલમાન તથા પરચુરણ લોકની છે.

દર ચોરસ મૈલે વસ્તીનું પ્રમાણ ૧૨૮ માણસનું આવે છે. જ્યારે નજીકના રાધનપુર સંસ્થાનમાં દર ચોરસ મૈલે ૫૭ અને પાલણપુર એજન્સિમાં ૮૦·૬ માણસનું પ્રમાણ આવે છે. એકંદરે આ સંસ્થાનનો ઘણોખરો મુલક નજીકના મુલક કરતાં વિશેષ ફળદ્રૂપ અને વસવા લાયક હોવાથી વસ્તીનું પ્રમાણ વધે છે.

---

## વ્યવહારનાં સાધનો.

**૧. વેપારઃ**—પહેલાં રાજપુતાના વેપારીઓ પાલીને રસ્તે ધોલેરા અને ગુજરાત સાથે, અને કચ્છ જતાં થરાદ અને વાવના રસ્તે પ્રથમ ધમધોકાર વેપાર ચાલતો હતો. કેટલાંક વર્ષોથી તે કમી થઇ ગયો છે. રેલવે થવાથી હવે તે માર્ગે ચાલે છે. પહેલાં રસ્તા સહીસલામત નહિ હોવાથી, તે રસ્તે લૂંટારાથી દેશને ઉપદ્રવ થતો હતો. હાલમાં બ્રિટિશ સરકારના બંદોબસ્તને લીધે વ્યાપાર સારી હાલતમાં આવેલો છે. વળી આ સંસ્થાનમાં રાહદારી દાણ લેવાતાં બંધ થયાં છે તેમજ હાલમાં રેલવે લાઇનો થઇ છે તેથી પણ વેપાર અને વ્યવહારનાં સાધનો માટે અનુકુળતા થઇ છે.

**૨. રસ્તાઃ**—આ સંસ્થાનમાં પાકી સડકો નથી, પરંતુ ચોમાસુ પૂરૂં થયા પછી ધોરી અને ગાડાં જવા આવવાના રસ્તા દુરસ્ત કરવામાં આવે છે. આવા સાધારણ આડા અવળા રસ્તા એક ગામથી બીજે ગામ જવાના બંધે છે. આ સંસ્થાનના રસ્તા ઘણા રેતાળ છે તેથી ભાર ભરેલાં ગાડાં ખેંચવા ૪ થી ૬ બળદ જોડે છે. આવી કાચી સડકો ઉપર ગાડાં, ઊંટ, ગધેડાં અને પોઠી મારફતે વેપાર અને વ્યવહાર ચાલે છે. આવી સડકો* આ સંસ્થાનનાં દરેક મોટાં અને જાણીતાં સ્થળો વચ્ચે છે અને તે જુદાં જુદાં સ્થળો વચ્ચે મેળવી લેવામાં આવી છે.

આ સંસ્થાનના ઇશાન, પૂર્વ અને સરહદના ડુંગરી મુલકમાં આવજા કરવાના રસ્તા છે. પણ ત્યાંનો વેપાર ગાડાં મારફતે નહિ, પરંતુ પોઠી કે ઊંટ ઉપર વિશેષ ચાલે છે. ડુંગરોમાં ઘાંટીના રસ્તા ખરાબ છે તે દુરસ્ત થતા જાય છે. છપનીઆ દુકાળમાં **રોહો સ્ટેશનથી લોલન પહાડ** સુધીનો ગાડા રસ્તો ઘણા ખર્ચે બાંધવામાં આવ્યો છે. આ રસ્તે અંબાજી જનાર યાત્રાળુને સુગમ પડે છે.

**૩. રેલવેઃ**—આ સંસ્થાનમાં છેલ્લાં ૩૮ વર્ષ થયાં વ્યાપાર અને વ્યવહારનાં સાધનો વધતાં જાય છે. પાલનપુર-ડીસા રેલવે સને

---

* ૧. પાલણપુરથી ડીસા સુધી; ૨. પાલણપુરથી ઉત્તરમાં પાંથાવાડા અને ત્યાંથી ખીમત સુધી; ૩. ડીસાથી ધાનેરા સુધી; ૪, ડીસાથી થરાદ અને થરાદથી ઉત્તરમાં ભોરોલ અને પશ્ચિમમાં વાવ અને વાવથી દક્ષિણમાં સુઇગામ સુધી; ૫, ડીસાથી થરા, રાધનપુર, વારાહી થઇ સાંતલપુર સુધી; ૬ ડીસાથી દીઓદર થઇ સુઇગામ સુધી; ૭ દીઓદરથી થરાદ થઈ ભોરોલ સુધી; ૮ થરાથી ભાભર થઇ સુઈગામ સુધી; ૯ રોહો સ્ટેશનથી લોલન પહાડ સુધી.

૧૮૭૯માં મુંબઇથી અમદાવાદ અને ત્યાંથી પાલણપુર સુધી ચાલુ થઈ, તે પછી અજમેરથી ઠેઠ દિલ્હી સુધી લંબાવવામાં આવી છે. વળી પાલણપુરથી ડીસા સુધીની રેલવે થઇ છે. જેથી આ સંસ્થાનનો સંબંધ દક્ષિણમાં ગુજરાત મુંબાઇ ઇલાકા સાથે અને ઉત્તરમાં મારવાડ, કચ્છ, સિંધ, રાજપુતાના અને ઉત્તર હિંદ સાથે જોડાયો છે તેથી વેપાર અને વ્યવહારનાં સાધનો માટે સરળતા થઇ છે.

**રાજપુતાના માળવા (આર. એમ.) રેલવે** લાઈન (બી. બી. એન્ડ સી. આઇ. રેલવેની શાખા) અમદાવાદ, સિદ્ધપુર તરફથી આવી, આ સંસ્થાનની હદમાં માનપુરથી રોહો સુધી ૪૦ મૈલ પ્રવેશે છે અને ત્યાંથી ઉત્તરમાં અજમેર તરફ જાય છે. તેનાં **છાપી, ઉમરદસી, પાલણપુર, ચિત્રાસણી, સરોત્રી** અને **રોહો** એ સ્ટેશનો છે.

**પાલણપુર ડીસા રેલવે**:—ડીસા કેન્ટોન્મેન્ટમાં લશ્કર રહેતું હોવાથી ૧૭.૪૨ મૈલની આ રેલવે સને ૧૮૯૩માં બાંધી છે, તેનાં **પાલણપુર, ચંડીસર** અને **ડીસા** એ સ્ટેશનો છે.

રાજપુતાના માળવા લાઇનની એક શાખા **મહેસાણા, પાટણ, વાઘરોડ** સુધી જાય છે. તે આ સંસ્થાનની દક્ષિણ સરહદ નજીકમાં આવેલી છે. આ લાઈનના માનુંદ (મણુંદ) રોડ સ્ટેશનથી **માનુંદરોડ બેહેચરાજી** અને **માનુંદરોડ હારીજ** એ બે શાખા લાઇનો થઇ છે. તે **હારિજ** સ્ટેશનથી રાધનપુર સંસ્થાનને નજીક પડે છે.

આ સંસ્થાનની અંદરનો ભાગ રેતાળ તેમજ જોઇતાં સાધનોની ખોટને લીધે અને અંદરના ભાગના વેપાર અને બીજા સુધારાને અડચણ છે પરંતુ હવે વ્યવહારનાં સાધનો વધતાં જતાં હોવાથી તેમજ દુરના મુલકના સંસર્ગમાં આવવાથી વેપાર અને બીજા લાભો થવાનો સંભવ છે.

૪. **તાર અને પોષ્ટઓફિસો**:—આ સંસ્થાનમાં **પાલણપુર** અને **ડીસાકેમ્પ** એ બે સબપોષ્ટ ઓફિસો છે. **ડીસાટાઉન, ધાનેરા, ચંડીસર, ગઢ, છાપી, કાણોદર, મેતા, રોહો** વગેરે સ્થળે બ્રાન્ચ પોષ્ટ ઓફિસો છે.

તાર મારફતે સંદેશા પહોંચાડવા માટે **પાલણપુર**માં પોષ્ટ ઓફિસ સાથે તાર ઓફિસ અને **ડીસાકેમ્પ**માં સરકારી તાર ઓફિસ છે. **છાપી, ઉમરદસી, પાલણપુર, ચિત્રાસણી, સરોત્રી, રોહો, ચંડીસર** અને **ડીસાસ્ટેશન** એ આઠ રેલવે સ્ટેશનો છે તેથી ત્યાં પણ તાર ઓફિસો છે.

પોષ્ટ અને તાર ઓફિસોથી વેપાર અને લોક વ્યવહારના સંદેશા પહોંચાડવાને ઘણી સરળતા થઇ છે.

૫. **નાણું**:—આ સંસ્થાનમાં સિક્કાઇ નાણાનું ચલણ હતું પણ તે સને ૧૮૯૬માં સરકારે બંધ કરી તેના બદલે કલદાર નાણાનું ચલણ દાખલ કર્યું છે. તેથી હવે સઘળી લેવડદેવડ કલદાર નાણામાં થાય છે.

---

## ઇતિહાસ.

**ઇતિહાસ**:—**પાલણપુર** એ ઘણા જુના વખતમાં ચંદ્રાવતીના× પરમાર રાજા યશોધવળના બીજા કુંવર (પાટવી કુંવર રાજયોગી ધારાવર્ષદેવના ભાઈ) પ્રહ્લાદદેવે વસાવ્યું હતું, તે વખતે તે પ્રહ્લાદપટ્ટણ કહેવાતું હતું, પછીથી તે ઉજ્જડ થયું. ઈ. સ. પૂર્વે ૫૭ માં **પાલનસી ચહુઆણ** રાજા થયો, તેણે એ મુલક ફરીને

× આબુ પર્વત ઉપર ચંદ્રાવતી નગરી હતી.

આબાદ કર્યો. તેના નામ ઉપરથી શહેરનું નામ **પાલણપુર** પાડયું. એ ચહુઆણોનું રાજ્ય ઈ. સ ના ચોદમા સૈકા સુધી રહ્યું. તેમની પાસેથી મારવાડ દેશમાંના **જાલોરના** પઠાણ મલેક યુસફખાને તે રાજ્ય પડાવી લીધું અને રાજધાની જાલોરમાં રાખી. કેટલીક પેઢીએ મલેક ગજનીખાન થયા. તેમની પાસેથી દિલ્હીના અકબર પાદશાહે તે લઈ લીધું. પણ તે ઈ. સ. ૧૫૯૦ માં તેમને પાછું આપ્યું. ઈ. સ. ૧૫૯૭ માં તેમને " **દિવાન** " નો ઇલકાબ આપ્યો. તેમની કેટલીક પેઢીએ કરણકમાલખાન દીવાન થયા. તેમણે જાલોર અને પાલણપુરના હિંદુઓ પાસેથી " **માથાવેરો** " લીધો, તેથી જોધપુરના અજીતસિંહજીએ ઈ. સ. ૧૬૯૯ માં જાલોર જીતી લીધું. તેથી તે દીવાનની ગાદી **પાલણપુરમાં** થઇ. તેમના વંશજો અદ્યાપિ રાજ્ય કરે છે. તે પછીના કેટલાક દિવાનોએ રાજ્યમાં વધારો કર્યો. ઈ. સ. ૧૭૯૫ માં ફીરોજખાન દીવાન થયા. ઈ. સ. ૧૮૦૯ માં આ રાજ્ય અંગ્રેજ સરકારના સંબંધમાં આવ્યું. તે વખતે રાજયકર્તાએ રૂ ૫૦,૦૦૧) ગાયકવાડ સરકારને ખંડણી આપવાનો કરાર કરી આપ્યો. ફીરોજખાનને તેમના સીધી જમાદારોની એક પાર્ટીએ શિકારે ગયેલા ત્યાં મારી નાખ્યા. ત્યારે તેમના શાહજાદા ફતેહખાન ૧૩ વર્ષની સગીર ઉમરના હતા, તેથી તેમની વિધવા માતુશ્રીએ પોતાના સ્વામીના ખુન માટે અંગ્રેજ અને ગાયકવાડ સરકારની સહાય માગી, તેથી જમાદારોએ તેમને પકડી કેદ કર્યા અને તેમના કાકા શમશેરખાનને ગાદી આપી. એટલામાં અંગ્રેજ અને ગાયકવાડ સરકારે ખરા હક-

* પાલણપુર રાજયનો ઈતિહાસ ને સવિસ્તર હકીકતનું ઉત્તમ પુસ્તક નેક નામ સાહેબજાદા તાલેમહંમદખાનજી સાહેબે રચ્યું છે તેમાંથી આ સંબંધી વિશેષ હકીકત મેળવી લેવી. આ સ્થળે માત્ર ટુંક હકીકત આપી છે.

દાર માટે દરમિઆનગીરી કરી, અને લશ્કરી મદદથી શમશેરખાનને હરાવી ફતેહખાનને પાલણપુરના રાજ્યકર્તા ઠરાવ્યા. શમશેરખાન સાથે સમાધાન થવાથી તેમને રાજ્યનો વહીવટ કરવાનું સોપ્યું, પરંતુ તેમણે દગો પ્રપંચ કર્યો. અને ગેરવ્યવસ્થા કરી તેથી ફતેહસિંહ-ખાનજીની માગણીથી અંગ્રેજ સરકારની મદદથી ૧૮૧૬ માં શમશે-રખાનને રાજ્યમાંથી નસાડી મુકયા. અંગ્રેજ સરકાર સાથે થયેલા ઠરાવ મુજબ રાજ્યનો બંદોબસ્ત રાખવા, રાજકાજમાં મદદ કરવા અને ઠરાવની સરતો અમલમાં લાવવા ઈ. સ. ૧૮૧૭ માં પોલિટિકલ ઓફિસર તરીકે કેપ્ટન **માઈલ્સની** નીમણોક થઇ અને ગાયકવાડ સરકાર તરફનો અંગ્રેજ સરકારનો વિશ્વાસુ એજન્ટ રાખવા ઠરાવ થયો. ત્યારથી પાલણપુર એજન્સિની સ્થાપના થઈ. આ સંસ્થાન એજન્સિ એસ્ટાબ્લીશમેન્ટના ખર્ચમાં દરવરસે રૂ ૯૦૦૦ આપે છે.

ઈ. સ. ૧૮૧૩ થી આ સંસ્થાનમાં ઘણા બખેડા થવા લાગ્યા; તેમ અસલથી જંગલી ભીલો અને રજપૂત બહારવટીઆ, આસપાસનાં પરગણાંમાં ત્રાસ વર્તાવતા હતા. તેમને વશ કરવાના હેતુથી, અને બરાબર બંદોબસ્ત રાખવા માટે ઇ. સ. ૧૮૨૧ માં **ડીસા કેમ્પ—કેન્ટોન્મેટ** (છાવણી) સ્થાપવામાં આવી.

ઇ. સ. ૧૪૧૨ માં અમદાવાદમાં મુસલમાન પાદશાહનું ઉ-પરીપણું જામ્યું. બેચરાથી ઇશાન કોણમાં સોલંકી સાથે લડાઇ કરી તેમને હરાવ્યા અને નસાડયા. તે પૈકી કેટલાંક લૂંટફાટ કરવા માંડી તે વખતે કેટલાક સરદારોએ પાદશાહની નોકરી કે મદદ કરવાના બદલામાં જમીનના પટા મેળવ્યા. કેટલાકોએ કોળીની કન્યા પરણ-વાથી રજપૂતની જાત ખોઇ, પાદશાહે તેમને કેટલાંક ગામો બક્ષીસ આપ્યાં. તે પાલવી ઠાકોરો કહેવાય છે. **સિહોરી, ઉણ, મુકોલી, વડા** વગેરે તેમાંથી ઉતરી આવેલા છે.

ઘણું ભાગે દેશમાં તે વખતે ચોરી, લૂંટફાટ, ધાડ પાડવી, વગેરે તોફાન ઘણાં થતાં હતાં, તે ડીસા કેન્ટોન્મેન્ટ અને પાલણપુર એજન્સિની સ્થાપના થવાથી હવે બંધ પડયાં છે. તેથી જાગીરદારો પોતાની જાગીરો સંભાળી રહ્યા છે. અને તોફાની લોકો સરકારના સખ્ત દાબને લીધે શાંત પડી ખેતી વગેરે ઉદ્યમે વળગ્યા છે.

પાલણપુર રાજ્યને દિલ્હીના બાદશાહ તરફથી "**દિવાન, અને મહાખાન**" અને અમદાવાદના પાદશાહ તરફથી "**મુબ્દ ઉલમુલ્ક**"ના ખિતાબો મળેલા છે.

પાલણપુર રાજ્ય અંગ્રેજ સરકારની વફાદારી માટે પ્રસિદ્ધ છે. નામદાર અંગ્રેજ સરકારે હાલના પાલણપુરના રાજકર્ત્તા **શેરમહંમદ. ખાનજી** સાહેબને સને ૧૮૯૩ માં કે. સી. આઈ. ઇ.; સને ૧૮૯૯ માં જી. સી. આઇ. ઈ. અને ૧૯૧૦ માં દીવાનનો ખિતાબ કાયમ રાખી વંશપરંપરા **નવાબ**નો ખિતાબ; અને આ સંસ્થાનને ૧૧ તોપનું સલામતીનું માન મળે છે તેના બદલે ૧૩ તોપનું જાતીકી સલામતીનું માન ઇનાયત કર્યું છે.

**રાજ્યપદ્ધતિઃ**—આ સંસ્થાનની કુલ રાજ્યવ્યવસ્થા નવાબ સાહેબ હસ્તક છે. તેમને પહેલા વર્ગના રાજા તરીકેના દિવાની તથા ફોજદારી કુલ અખત્યારો છે. (ફકત બ્રિટિશ રૈયતનો ખુનનો ગુન્હાનો ઇનસાફ પોલિટિકલ એજંટની પરવાનગી વગર થઇ શકે નહિ.) તેથી તે સર્વ પ્રકારના અખત્યાર સાથે સંસ્થાનનો રાજ્ય વહીવટ મુખ્ય કારભારીની મદદથી ચલાવે છે.

રાજ્ય વહીવટ ચલાવવા માટે આ સંસ્થાનના ચાર મહાલમાં આઠ **તહેસીલ-તાલુકા** કે **પરગણાં** કરેલાં છે. દરેક તહેસીલનો વહીવટ ચલાવવા **તહેસીલદાર** ઠરાવેલા છે. તે પરગણાની ઉપજ (રેવિન્યુ) ઉઘરાવે છે. અને તેમને આપેલા ચઢતા ઉતરતા દરજ્જાના

અધિકાર પ્રમાણે માજીસ્ટ્રેટ* તરીકે ઇન્સાફનું કામ પણ કરે છે.

---

* આ સંસ્થાનમાં નીચેની કોર્ટો છે.

૧. **હજુરકોર્ટ**—છેવટની અપીલો મુખ્ય કારભારી સાંભળે છે અને પુનરાવલોકનનું કામ નામદાર નવાબ સાહેબ અને મુખ્ય કારભારી મળી કરે છે. બધા વિશેષ અધિકાર તેમને છે.

૨. **એપેલેટકોર્ટ**—દીવાની અને ફોજદારી મુકદ્દમાની પ્રથમ અપીલ આ કોર્ટ સાંભળે છે. આ કોર્ટને સેશન કોર્ટનો અધિકાર છે. સેશન કામ સામેની અપીલ મુખ્ય કારભારી સાંભળે છે અને પાંચ વરસની ટીપ અને તે ઉપરાંતની ટીપ માટે હજુરની મંજુરી લેવી પડે છે.

૩. **સરન્યાયાધીશની કોર્ટ**—ફોજદારી કોર્ટમાં એ કોર્ટને બે વર્ષની ટીપ અને રૂા. ૧૦૦૦ સુધી દંડ કરવાનો અધિકાર છે. દીવાની કામોમાં રૂા. ૧૦૦૦ ઉપરાંતના દાવા સાંભળવાનો અધિકાર છે.

૪. **પહેલા વર્ગના માજીસ્ટ્રેટની કોર્ટ**—આ કોર્ટને એક વર્ષની ટીપ અને રૂ. ૨૦૦ સુધી દંડ કરવાનો અધિકાર છે.

૫. **દીવાની કોર્ટ**—રૂા. ૧૦૦૦ સુધીના દાવા સાંભળે છે.

૬. **તહેસીલદારોના અખત્યાર**—**ડીસા** તહેસીલદારને પહેલા વર્ગના માજીસ્ટ્રેટનો અને દીવાની કામમાં રૂા. ૧૦૦૦ સુધીના દાવા સાંભળવાનો; **ડાભેલા** તહેસીલદારને ફોજદારી સત્તા નથી. પણ રૂ. ૩૦ સુધીના દીવાની દાવા સાંભળવાનો; **બીજા** તહેસીલદારોને બીજા વર્ગના માજીસ્ટ્રેટનો, **પાંથાવાડા** તહેસીલદારને રૂા. ૨૦૦ સુધી દીવાની દાવા સાંભળવાનો **ગઢ, મેતા** અને **ધનાલી**ના તહેસીલદારોને રૂ. ૫૦૦ સુધીના દીવાની દાવા સાંભળવાનો અધિકાર છે.

**લીમજ**ના ભાગીદારો જેઓને ધાનેરા મહાલમાં ત્રણ ગામ છે તેઓના તરફથી બાપલા કામદારને ફોજદારી અધિકાર બે માસની સજા અને રૂ. ૫૦ સુધી દંડ કરવાનો તથા રૂ. ૫૦૦ સુધી દીવાની દાવા સાંભળવાનો અધિકાર છે. આ હક બદલ **લીમજ** ઠાકોરને જ્યારે માગે ત્યારે બે સવારો સાથે રાજ્યની નોકરી કરવી પડે છે.

